સંવત ૧૯૮૩માં ગુજરાતમાં ભયંકર વરસાદ

# ગુજરાતમાં જળપ્રલય
# અને
# વરસાદથી થએલું નુકસાન

છપાવી પ્રસિદ્ધ કરનાર:
**પટેલ મકનભાઇ દેસાઇભાઇ**
ખંભોળજ તા. આણંદ,
જીલ્લે ખેડા

પ્રત ૪,૦૦૦

સંવત ૧૯૮૩ * ઇ. સ. ૧૯૨૭

કીમ્મત ૦-૧-૦

# સંવત ૧૯૮૩માં ગુજરાતમાં થએલો જળ-પ્રલય અને વરસાદથી થએલું નુકશાન



જળપ્રલય તો જોરમાં આયો રે કાળો કેર તો વરતાયો  ટેક
સંવત ઓગણીસે ત્યાસીમાં તો અશાડે વદ જાણી રે,
દસમથી તે અમાસ સુધીમાં જળજળ ને જળ પાણી રે.  જળ. ૧
બારે મેઘ તો ચઢી આવ્યા ને ગુજરાત કર્યું ધુળધાણી રે,
પર્વત સરખા પડી ગયા ને ડુંગર ગયા તાણી રે.  જળ. ૨
સાત દીન તો વરસાદ વરસ્યો વરસે મુસળધાર રે,
સાઠ ઇંચ તો પાણી પડીયું વરતાયો કાળો કેર રે.  જળ. ૩
વાયુ વેગે વાદળ નાસે સુપડે જળને નાંખી રે,
ગોળા ગબડે વાયુ કેરા ભણકાર લાગે ભાંગી રે.  જળ. ૪
ઉંચા બંગલા ઉડી ગયા ને કોઇનું ન ચાલે બળ રે,
ઝુંપડાં હતાં તે તણાઇ ગયાં ને નીચાં પડીઆં ઘર રે.  જળ. ૫
જોશી ડોસી પંડિત પુરાણી શેઠ શાહુકાર સૌ ત્રાસે રે,
છોકરાં છૈયાં પડયાં મુકીને સૌ જીવ લઇ ત્યાં નાસે રે.  જળ. ૬
નદી નાળાં છલકાઇ ગયાં ને તલાવ ગયાં ફાટી રે,
દેશ ગુજરાત તો બોળાઇ ગયો ને વાવેતર દીધું દાટી રે.  જળ. ૭
આજવા તલાવે ઉંધું વાર્યું ગાઉ પચીસમાં પાણી રે,
બસેંતેર ફુટ તો ઉંચું ચઢીયું પાળ ગઇ છલકાણી રે.  જળ. ૮
ઉત્તર દીશાથી કાંસ ફાટયો કોતર મોટું કીધું રે,
સાઠ ફુટ પહોળું કોતર પડીયું પાણી નાઠું સીધું રે.  જળ. ૯
બએ વાંસ પુર પાણી ઉછળે ત્રણ મૈલ જાય પહોળુ રે,
વચલાં ગામ તો તણાઇ જાય ને જોર કરે ત્યાં બહોળુ રે.  ૧૦
ગામ ટીંબીનું તલાવ ફાટયું કામ જ કુડાં કીધાં રે,

અરધી રાતે તલાવ ફાટયું વચલાં ગામ તે લીધાં રે. જળ. ૧૧
વડોદરા આવતાં બંને તલાવનું પાણી થયું તે એક રે,
વિશ્વામિત્રીમાં ભેગાં થઇને ગામ તણાયાં અનેક રે, જળ. ૧૨
વાયુ વેગે પાણી નાઠું વડોદરા શહેરમાં પેઠું રે,
ચારે બજારે પેઠું પાણી જઇ મેડા મથાળે બેઠું રે. જળ. ૧૩
અરધુ શહેર તો ડુબી ગયું ને બંગલા ગયા પડી રે,
નાગરવાડો તમામ બુડી ગયો ને લોકો ગયા ઉપલે માળે ચઢી રે. જળ. ૧૪
ડાંડીઆ બજાર તો ડુબી ગયું ને શહેરમાં ફરે ત્યાં હોડી રે,
હાથી તરાપે માણુસ કાઢયાં હીંમત સૌની તોડી રે. જળ. ૧૫
દીગંબર સરખા ડુબી ગયા ને પૈસા મુકયા પડતા રે,
જેની ફૂંકે પર્વત ફાટે તે નર દીઠા જળમાં મરતા રે. જળ. ૧૬
લખપતી તો લુંટાઇ ગયા ને ઝાડે બાથો ભરતા રે,
વડ બાવળે ચઢી ગયા ને પાંચ દીન લાંઘા કરતા રે. જળ. ૧૭
ગોધરાથી તો શેઠીઆ લોકે મદદ ઘણેરી કીધી રે,
રાંધ્યુ અનાજે મોકલી દઇને દશ દીન મદદ દીધી રે. જળ. ૧૮
ટપાલ તાર તો બંધ હતા ને બંધ હતી રેલ્વેગાડી રે,
ઑફિસ કચેરીઓ બંધ હતી ને તણાઇઓ ઘોડાગાડી રે. જળ. ૧૯
રેલ્વે સડકો તુટી ગઇ ને લોક દુઃખી ત્યાં થયા રે,
સગે સાગવે પેશી જાય તે દીઠે ઓળખાણુ ચાલ્યા રે. જળ. ૨૦
શ્મસાનમાં તો પાણી પેઠાં ઘેરજ મુડદાં બાળે રે,
હજારો લોક તો દબાઇ ગયા ને કેટલાંક જળને જાળે રે. જળ. ૨૧
વિશ્વામિત્રીમાં માણુસ તણાયાં આવી તાળે લટકયાં રે,
એક કેદીએ જીવતાં કાઢયાં પંદર વીશ ત્યાં વળગ્યાં રે. જળ. ૨૨
વડ બાવળે બાથો ભીડે દીલમાં ઘોચાય શૂળ રે,
સેંકડો મનુષ્ય તો તણાઇ ગયાં ને વિશ્વામિત્રીમાં પુર રે. જળ ૨૩
મહીસાગર તાપી રેવાજીમાં પુલે પાણી જાય રે,

શેઢી વાત્રક સાબરમતીમાં પાણી બહુ છલકાય રે. જળ. ૨૪
શેઢી ફાટી ગોમતી છલકાઇ ડાકોર તો તણાય રે,
ગામ મુઆલનું તલાવ ફાટયું સાવલી તો ઝંપલાય રે. જળ. ૨૫
આડાં ગાડાં માણુસ તણાયાં સૌ ગયા હીંમત હારી રે,
એક બહાદૂરે જીવતાં કાઢયાં શેઢીમાં મનુષ્ય ચાલીસ રે. જળ. ૨૬
શેઢી ફાટી ઉમરેઠ આવી ઓડ ખંભોલજ ત્યાંય રે,
ત્યાંથી પાણી નાઠું તે બાકી ચીખોદરા આણંદ માંય રે. જળ. ૨૭
બાકરોલ બોર્યું કરમસદ બોર્યું નાઠું પાણી જાય રે,
પેટલાદમાં તો પાણી પેઠું લોકને કુટાવી જ હાય રે. જળ. ૨૮
નવ વાગતાંનો સુમાર થતાં ગણી છલકઇ છે શેઢી રે,
દશ ગાઉના પટમાં પહોળું પાણી જાય હેલકરી રે. જળ. ૨૯
મહેમદાવાદમાં પેઠું પાણી ખંભાલી બુડયું છેક રે,
ઘરાં સઘળાં પડી ગયાં ને છાપરૂં રહ્યું એક રે. જળ. ૩૦
ગામડાં ઘણાં બોરાઇ ગયાં ને શેઢીએ માઝા મુકી રે,
જળ વધાવ્યું ઘણાક લોકે ત્યારે શાંતી કીધી રે. જળ. ૩૧
શેઢી કાંઠો સાગર જાણે સૌનો સાથે આવ્યો કાળ રે,
નરનારીના વિજોગ પડીઆ રોતાં મુકયાં બાળ રે. જળ. ૩૨
મહીસાગરમાં તો મહા ભયંકર પુલે પાણી જાતું રે,
નાળાં તુટયાં કોતર પાડયાં જબરૂ તોફાન થાતું રે. જળ. ૩૩
મહીસાગર કાંઠો ભયંકર પુરથી સૌને ચિન્તા થઇ રે,
ચાર મુસાફર ડુબી ગયા ને ભાદરવાની હોડી તણાઇ રે. જળ. ૩૪
મહીસાગરે માઝા રાખી હદમાં જઇને ઉભી રે,
દયા મહેર તો વળી ઘણી જ કીધી કોઇને નથી તે ડુબી રે. જળ. ૩૫
રેવાજીમાં તો ચઢી રેલને ભરૂચ ખાલી કીધું રે,
કેલનપુર ને ભીલુપર તો સમુળગુ બોળી દીધું રે. જળ. ૩૬
રેવાજીકાંઠો ભરપુર રેલમાં ભરૂચ ડુબુ ડુબુ થાય રે,

મગર માછલાં તણાઇ આવે ને ઢોર તણાયાં જાય રે. જળ. ૩૭
તાપીથી તો આંતરો દીધો નુકસાન નથી કોઇ વાતે રે,
સુરત તરફ તો સારૂં હતું ને નથી નુકસાન કોઇ ભાતે રે. જળ. ૩૮
સાબરમતી તો સાગર જાણે દરીઓ નાખીજ દીધો રે,
અમદાવાદમાં તો પાણી પાણી ભણકાર ઘણોક કીધો રે. જળ. ૩૯
બાવન મીલમાં પાણી પેઠું બંગલા પડચા હેઠ રે,
માલતાલ તો કહોવી ગયા ને મેડે પાણી ઠેઠ રે. જળ. ૪૦
સાબરમતીમાં સાગર ભરીઓ હીંમત સૌ કોઈ હાર્યા રે,
જળ જળ દરીઓ થઇ રહ્યો ને શેઠ શાહુકાર સૌ માર્યા રે. જળ. ૪૧
વાત્રક નદીમાં વાંધો ઘણો સઘળાં ગામ તો બોર્યાં રે,
ઘણાંક ગામ તો બોળાઇ ગયાં ને રાખ થઇને રોળ્યાં રે. જળ. ૪૨
કચ્છ કાઠીઆવાડ તો બોરાઇ ગયું ને જબરૂં તોફાન જાગ્યું રે,
નદીઓ કેટલીક છલકાઇ ગઇ ને પશુ પંખી તો ભાગ્યું રે. જળ. ૪૩
સલુણ સંખેડા સામરખાને ચાંગા વળી ચકલાશી રે,
રાઠલોલ આખડોલ બોરાઇ ગયાં ને વડથલ ને વગાશી રે. જળ. ૪૪
જરોદ જંબુસર જાખલા ને જીટોડીઆ ને ઝાંખરીઆ રે,
વડોદ વાઘોડીઆ પડી ગયાં ને બેઢવું ને વળી બોરીઆ રે. જળ. ૪૫
ખંભોલજ ખાનપુર ખાનકુવોને ત્રણોલ તારાપુર રે,
અજરપુરાને અજુપુરામાં નુકશાન તો ભરપુર રે. જળ. ૪૬
કણભા કારેલી કરખડી ને કંજોડા ને કરમશીઆં રે,
કણભઇ કંજરી કુંજરાવમાં તો ઘરાં ઘણાંજ પડીઆં રે. જળ. ૪૭
વસો વઢવાણ વીરમગામને વેરાને વડતાલ રે,
વસઇ વીરોલ વશનપુરામાં નુકશાન તો બેહાલ રે. જળ. ૪૮
સાવલી સંદેસર શીવરાજપુર ને નાવલી ને નરસંડા રે,
પઇજ પીપલગ તો બોરાઇ ગયાં ને ઉમરેઠ ઉતરસંડા રે. જળ. ૪૯
ભાલેજ ભરોડા ભાટપુરા ને આણંદ અમદાવાદ રે,

નાપુ નાપાડ તો ભારે દુઃખમાં માતર મહેમદાવાદ રે. જળ. ૫૦
બાજવા બહુધા બાંમણગામ ને હમીરપુરા ને હાથજ રે,
કડી કલોલમાં નુકશાન બહુ છે લતીપુરા ને લાછરજ રે. જળ. ૫૧
કાસોર કાંમરોલ કરમસદ ને ગાના ને ગામડી રે,
સાંઢાસાલ સમલાયામાં નુકશાન અતી વેણા ને વાંઠવાળી રે. જળ. ૫૨
પાલેજ પાલણપુર પણસોરા ને ડાકોર ડભાશી રે,
લાંભવેલ લાલપુરા તો ભરપુર બુડ્યાં ભાદરણ બેટાશી રે. જળ. ૫૩
ધોળકા ધંધુકા ધોળાજીને આશી ને અગાસ રે,
રણોલી રાણીઆમાં નુકશાન ઘણું અંબાલી ને અડાસ રે. જળ. ૫૪
ઘણાંક ગામ તો ઓરાઇ ગયાં ને મનુષ્ય ઢોર ગયાં મરી રે,
દશ વરસે તો ધવા નહિ વળે લોકની દશા વળી રે. જળ. ૫૫
ખડયુ ખડીઆટે ખંભોળજમાં જળ આવી ત્યાં થોભ્યું રે,
જળજળ સાગર થઇ રહ્યું તે હનુમાન બંકે રોકયું રે. જળ. ૫૬
ભાઇલાલ ગીરધરે ભાવ કરીને જળની સ્તુતિ કીધી રે,
કાશી ત્રીકમે કરૂણા કરીને સૌને હિંમત દીધી રે. જળ. ૫૭
ધન્ય ધન્ય એવા દયાવંતોને કરીયાં પરમારથ કામ રે,
અખંડ શોભા વધે તેમની પ્રભુ આપજો વૈકુંઠ ધામ રે. જળ. ૫૮
ઝાડ તાડ તો પડી ગયાં ને મુઆં પશુ પંખી ને ઢોર રે,
સાગ બાવળ તો ગબડી ગયા ને પડીઆં કોતરકોર રે. જળ. ૫૯
પશુ તણાય પંખી તણાય માથે ભમીઓ કાળ રે,
કેટલીક સ્ત્રીઓ તણાઇ ગઇ ને કમરમાં બાંધ્યાં બાળ રે. જળ. ૬૦
વાવેતર તમામ તણાઇ ગયું ને તમાકુનાં ધરૂ કોવાઇ રે,
કપાસ કેટલાક ઓરાઇ ગયા ને ધરતી ગઇ છે ધોવાઇ રે. જળ. ૬૧
કોદરા સરખા કોહવાઇ ગયા ને ડાંગર ગઇ દબાઇ રે,
બાજરીનો તો પાક નથી ને ધરતી પડતર થઇ રે. જળ. ૬૨
માજન લોકે મદદ કીધી આપ્યાં વસ્ત્ર ને અન્ન રે,

મુંબઇથી તો શેઠીઆ લોકે આપ્યું ધરમાદા ધન રે. જળ. ૬૩
સરકારથી તો તગાવી આપી મદદ સૌને દીધી રે,
દેશ ગુજરાત તો પાયમાલ થયો ને લજ્યા સૌની લીધી રે. જળ. ૬૪
કરોડો રૂપીઆનું નુકશાન થયું પાપ રહ્યું છે પાખી રે,
સાંખ્યું હશે તે કોઇક ખાશે પુછી જો મધમાખી રે. જળ. ૬૫
કુદરત રૂઠે ત્યાં કોઇનું નવ ચાલે અન્યાય તો વરતાયો રે,
બાંન ભાણેજની માઝા નવ રાખી આ અવસર તો આવ્યો રે. જળ. ૬૬
કાકી ભત્રીજાના વેપાર થયા ને મોટા નાની નવ જોયું રે,
બાપદીકરીના વેપાર થાય છે આપે માતમ ખોયું રે. જળ. ૬૭
ભાઇબેનના કાંને સાંભળ્યા અતીશે અન્યાય થાય રે,
ગૌચરાઉ તો ભાગી નાંખ્યા ને પાપ તો ઉભરાય રે. જળ. ૬૮
ઉછીનું લાવીને આપે નહિ ને અંતે થાય છે લડવા સામો રે,
હાથે કરીને હાથે ભોગવશો અંતે આપો તેવું પામો રે. જળ. ૬૯
અરે ઉલ્લુઓ આ શું સમજ્યા કળયુગ હળાહળ આવ્યો રે;
માથા ઉપર તો મરણુ ભમે છે જરા પરભુની બીક લાવો રે. જળ. ૭૦
ધન હોય તો વાપરો હાથે અન્તે ધુળ થઇને ઠરશો રે,
વીલે મોંઢે મરી જશોને અગ્ની સાથે બળશો રે. જળ. ૭૧
કંચન કેરી કાયા બરી જશે ને ભુતની પેરે ભમશો રે,
ઉઘાડી મુઠીએ ઉડી જશો ને રાખની સાથે રમશો રે. જળ. ૭૨
શા માટે તું સુઇ રહ્યો છું અચેત પામર પ્રાણી રે,
માથા ઉપર તો મરણુ ભમે છે તેની ખબર ના જાણી રે. જળ ૭૩
ધામધુમ ધંધામાં ધાગો સમર્યા નહિ વનમાળી રે,
મારાતારામાં આયુષ ગુમાયો સમર્યા નહિ ગીરધારી રે. જળ. ૭૪
ગુજરાતમાં જળપ્રલય આવ્યો નદીનાળાં તો ભરપુર રે,
વાવેતર તંમામ બોળાઇ ગયાં ને છોકરાં ખાસે ધુળરે. જળ ૭૫
રાંમ ભજો તો લીલાલેર છે નહિ તો કાળો કેર રે,

પાપ તજો તો લીલાલેર છે નહિ તો ખુંજમાં ફરે રે. જળ ૭૬
દાસ મકનની વીનતી ભાઇ હૈયે ધરજો આજ રે,
જળદેવની સ્તુતિ કરેને પરભુ રાખે લાજ રે. જળ ૭૭
લેઉઆ પટેલનો દીકરો ને મકનદાસ મુજ તણું છે નામ રે,
દેશ હિંદુસ્તાન ગુજરાત મધ્યે ખંભોલજ મારૂં ગામ રે. જળ ૭૮
કીશોરદાસ રઇજીના મહેલ્લા મધે મુજતણો મુકામ રે,
આવતા જતા મીત્રો મારા બ્હેનો બધઇયો આવવું મારે ઠામરે. જળ. ૭૯
સુવા બેસવા સગવડ આપીશ જમવા નહિ બેસે કંઇ દામ રે,
સ્વદેશી ભાઇઓ વડીલ મારા મુજ સરખું લખજો કામ રે. જળ. ૮૦
શું લેઇ આવ્યા શું લેઇ જવું આખર જવું ઇશ્વર ધામ રે,
બે કર જોડી વંદુ છું મિત્રો સૌને મારા રાંમ રાંમ રે. જળ. ૮૧

---

# વરસાદથી થએલું નુકશાન

સંવત ૧૯૮૩માં ગુજરાતમાં જળપ્રલય થવાથી નુકશાન ભયંકર થયું છે. પૃથ્વીમાં વધારે અનીતિ તથા પાપ વધે છે ત્યારે પરમેશ્વર કાં તો જળપ્રલય, કાં તો અગ્નિપ્રલય કે કાં તો રોગપ્રલય કરે છે. વધારે પાપ વધવાથી વધઘટ હોય તે કાપીને સરખુ કરે છે. આ વરસમાં ચમત્કારી વરસાદ એવો વરસ્યો કે પ્રથમ જેઠ વદી ૧ ને દીવસે વરસાદ એકદમ વરસવાથી તળાવો ભરી દીધાં. પછીથી અશાડ સુદમાં વરસાદ વરસવાથી તળાવમાં પાણી માઇ શક્યું નહિ માટે તે પાણીથી દેશમાં કોતરેકોતર પાડી દીધાં. અને નેવાનું પાણી મોભારે ચઢાવી દીધું અને વાવેતર ખોરાણુવારી જમીનમાં ખોરાઇ ગયું. પછીથી અશાડ વદી ૧૦થી તે અમાસ સુધીમાં એવો ચમત્કારી વરસાદ થયો કે એવો વરસાદ તો સો બસો વરસ ઉપર થયો નહિ

હાય. સાત દીવસ સુધીમાં એવો વરસાદ થયો. વાયરાના ગોળા એવા આવવા માંડયા કે જાણે તોપોના ભડાકા થતા હોય. રાતદિવસ બીક લાગે એવો ભયંકર વાયુ તથા વરસાદ થવા માંડયો તેથી બધા ગુજરાતપ્રાંતમાં ઘણુંજ નુકસાન થયું તથા ઘરાં પડી ગયાં અને કેટલાંક માણુસ મરી ગયાં. આજવા તળાવનું પાણી બસેં ને તેર ફુટ ઉચું ચઢી ગયું એટલે તલાવથી ઉત્તરદિશામાં પશ્ચિમ તરફ કાંસ કાઢેલો છે તેમાં વધઘટનું પાણી રાખવા સારૂ ચોસઠ બારાં મુકેલાં છે, તે બારાંમાંથી વધારેનું ત્રણ ફુટ પાણી છોડયું તથા બંગલા આગળથી ટાવરનું પાણી છોડયું તથા તળાવથી ઉત્તરદિશામાં ગામ અસોજ તરફ મોટો કાંસ કાઢેલો છે, તે કાંસ ગામ અડીસન અને કોદરવાયા ગામની વચ્ચે આવેલો છે. કાંસમાં પાણી નહિ માવાથી કાંસ ફાટયો, તે સાઠ ફુટ પહોળુ અને ચાલીસ ફુટ ઉંડુ કોતર પાડીને પાણી નીકળ્યું. તે પાણી તથા ગામ ટીંબીનું તળાવ ફાટયુ એટલે બંને તલાવનું પાણી આગળ જતાં ભેગું થયું એટલે રસ્તામાં બબે વાંસપુર પાણી ઉંચુ ઉછળવા માંડયું, અને ચાર માઇલમાં પહોળુ નાઠુ એટલે રસ્તામાં જેટલાં ગામ આવે તે તમામ તાણી નાખ્યાં. તેમાં ઘરાં, માણુસ, ઢોર, પશુપંખી તમામ તણાઇ ગયું. રસ્તામાં ટીંબી, ખટારા, ઇંટોલી, કોટંબી, કેલનપુર, ભીલુપુર તે તમામ ગામડાં તણાયાં અને તે પાણી ઉછાળાભેર વડોદરામાં આવ્યુ એટલે વિશ્વામિત્રીમાં ત્રણે પાણી ભેગાં થયાં એટલે વડોદરા શહેરમાં મેડા મથાળ પાણી એક બે માળસુધી ચઢી ગયું. સ્ટેશન સુધી બબે માથોડાં પાણી થઇ ગયું એટલે સ્ટેશન ઉપરનું તમામ માણુસ ત્યાંનું ત્યાં રોકાઇ ગયું. તે ચાર દિવસ સુધી ત્યાંનું ત્યાં ભૂખ્યું ને ભૂખ્યું બેસી રહ્યું. ઓફીસોના અમલદારો ત્યાંના ત્યાંજ રહ્યા. દુકાનદારો દુકાનમાં ને દુકાનમાં તેમજ ઘરમાંનાં માણુસો ઘરમાં રહ્યાં. શહેરમાં હોડીઓ તથા વાંસના તરાપા ફરવા

માંડયા. તેમાં લોકોને બેસાડી તથા હાથી ઉપર બેસાડીને ઉંચાણવાળી જગ્યાએ લઇ જવામાં આવતાં હતાં. કેટલીયે ઘોડાગાડીઓ ઘોડા સહિત તણાઇ ગઇ અને માણુસો પણ તણાઇ ગયાં. ગામડાંનાં ઘણાં માણુસો વડોદરામાં વિશ્વામિત્રી નદીમાં તણાઇ આવ્યાં હતાં. કેટલીક પેટીઓ, પટારાં અને મજુસો તણાઇ આવી હતી. વડોદરામાં ડાંડીઆ બજાર, નાગરવાડો, ભોઇવાડો, ગોલવાડ વગેરેમાં એક બે માળ સુધી પાણી પાંચ દિવસ સુધી કાયમ રહ્યું, તેથી ઉંચા બંગલા તથા નાનાં તમામ ઘરો પડી ગયાં. ઘરો પડવાથી હજારો માણુસો તેના તળે દબાઇને મરી ગયાં. દુકાનોમાં પાણી પેસી જવાથી લોકોનો માલ તથા પૈસા તણાઇ ગયા. અનાજના ભરેલા કોથળા પલળી ગયા અને તે પાંચ દિવસ સુધી પાણીમાં પલળવાથી અનાજ કોહવાઇને ઉગી નીકળ્યું, એટલે તે અનાજ લોકોએ ભાગોળે કાઢી નાખ્યું. ખાંડની ભરેલી થેલીઓ પાણીમાં ઓગળી જવાથી લોકોને ભારે નુકસાનમાં ઉતરવું પડયું છે અને હવાપાણી પણ કોહવાણને લીધે બગડી ગયાં છે.

એક ઘરમાં આઠ ભાઇ હતા, તે ઘર પડવાથી બધા દબાઇને મરી ગયા. એક ઘરમાં સાત માણુસ હતાં, તેમાંથી એક નાનો છોકરો નિશાળે ગએલો હતો તે જીવતો રહ્યો, અને બાકીનું ૭ માણુસ જમવા બેઠેલાં હતાં તે એકદમ ઘર પડવાથી દબાઇને બધાં મરી ગયાં. એક પત્થરના કારખાનામાં સોળ માણુસ કામ કરતાં હતાં, તે બંગલો પડવાથી બધાં માણુસ દબાઇને મરી ગયાં. ટપાલ, ટેલીફોન, તાર ઓફીસો, કચેરીઓ તમામ બંધ હતાં. આગગાડીઓ તમામ બંધ હતી. વિશ્વામિત્રીમાં આગળથી તણાઇ આવેલી મરેલી સ્ત્રીની બગલમાં બે મરેલાં છોકરાં હતાં. બીજી એક સ્ત્રી કેડે બાંધેલા છોકરા સાથે તણાઇ આવી હતી. વિશ્વામિત્રીમાં ગોવાગેટના સ્ટેશન ઉપર કેટલાંક તણાઇ આવેલાં, પંદર વીસ માણુસ ગાડીના તારે

લટકી રહ્યાં હતાં ને ત્યાંનાં ત્યાંજ મરી ગયાં કેટલાંક ઓડો ઉપર આવીને વળગેલાં હતાં. એક કેદીએ પંદર વીસ માણસ જીવતાં આવેલાં તાણી કાઢયાં. કેટલાક વિદ્યાર્થીઓએ વાંસના તરાપા કરીને તેમાં માણુસો બેસાડીને કાઢયાં. હજારો ઢોરો મરી ગએલાં વિશ્વામિત્રીમાં તણાઇ આવ્યાં. બજાર ખાલી પડવાથી કેટલાક લુંટારા લોકોએ તરાપા કરીને તેમાં બેસીને દુકાનોમાંથી ઘણો માલ ચોરી કરીને લેઇ ગયા. લોકોનાં ઘર પડવાથી લોકો સરકારી બંગલા તથા ઓપીસોમાં પેસી ગયા કમાટી બાગમાં પાણી ભરાવાથી તમામ જાનવરો વાઘ સિંહ સુદ્ધાં મરી ગયાં, વિશ્વામિત્રીના પુલ ઉપર પાંચ સાત ફુટ પાણી જતું હતું. બધા શહેરમાં માણુસો પાંચ સાત દિવસ સુધી ભૂખે મુઆ. ગોધરાથી શેઠીઆ લોકોએ ઘણી મદદ કરીને દાળ ભાતના દેગડે દેગડા ભરીને ગાડીમાં મોકલી દીધા તથા દૂધપુરી ને ભજીયાં ડબ્બા ભરીને મોકલી દીધા. તે લોકોએ ખાધું ત્યારે જીવતા રહ્યા. રેલ્વે ગાડીમાં પુલ તથા નાળાં અને સડકો તુટી ગઇ. આવે વખતે કેરોસીનની બે દુકાનો સળગી ઉઠી. આજવા તળાવ ફાટયું એટલે લોકો તો જીવ લઇ નાઠા. અને જ્યાં ઉઘાડું મકાન દીઠું ત્યાં પેસી ગયા. આજવા તળાવના કાંસમાં થઇને મગરમાછલાં તણાઇ આવતાં. વ્યંકટપુરા આગળ પાણીમાંથી બહાર નિકળેલો એક મગર મારી નાખ્યો. ને આસરે ચાલીસ પચાસ મણુ તોલનો હશે. વ્યંકટપુરા આગળ રેલ્વેનો પુલ હતો તેની ગટરો અને થાંભલા તણાઇ ગયા અને પુલ તુટીને સાફ થઇ ગયો. ગાયકવાડી રેલ્વે તો આઠ દશ મહીને શરૂ થાય તેવો સંભવ હતો. રેલ્વે કંપનીને કરોડો રૂપીઆનું નુકશાન હતું. તાપી, રેવાજી, વિશ્વામિત્રી, મહીસાગર, શેઢી, વાત્રક, મેની, સાબરમતી વગેરે નદીઓમાં પુલ ઉપર પાણી જતું હતું. ભરૂચ પણુ પાણીના રેલને કારણે ખાલી કરાવ્યું હતું. તાપી કિનારે ભયંકર બીક હતી. મહીસાગર કાંઠે જબ્બર તોફાન

હતું. વડોદરા સુરત, ભરૂચ, ડભોઇ, પાવાગઢ, ગોધરા, રાજગઢ, ડાસરા, અમદાવાદ, મહેમદાવાદ, નડીઆદ, આણુંદ, બોરસદ, પેટલાદ, ખંભાત, ડાકોર, કચ્છ, કાઠિયાવાડ વગેરે તમામ જગ્યાએ વરસાદનું ભારે જોર હતું. ડાકોર તરફ શેઢી નદીમાં પાણી નહિ માવાથી ડાકોરમાં પેઠું અને બધા શહેરમાં બબ્બે માથોડાં મેડા મથાળ સુધી પાણી ચઢી ગયું. દુકાનોમાં પાણી પેસી જવાથી લોકોના માલ કહોવાઇ ગયા. શેઢી નદીના કાંઠા ઉપરનાં ગામો તણાયાં. તેમાં લોકોનાં કેટલાંય ઢોર, ગાડાં, ડમણીયાં, પેટી, પટારાં, મજુસો તથા પૈસાટકા તણાઇ ગયા. શેઢી નદીમાં એક બહાદુર માણસે નદીમાં એક બાવળના ઝાડને એક હાથે બાથ ભીડવીને બીજે હાથે લાંબી વાંસી ઝાલીને તણાતાં આવેલાં પંદર વીસ જીવતાં માણસો બહાર ખેંચી કાઢયાં. આ રીતે તે માણસે ઘણા માણસોના જીવ બચાવ્યા. શેઢીમાં નવ વાગતાને સુમારે ભારે તોફાન થયું. નદીનું પાણી છ ગાઉ પટમાં પહોળું જવા માંડયું. આથી ખંભાલીના સ્ટેશનથી મહેમદાવાદ સુધી રેલ્વેગાડીની સડક ઉપર બબ્બે માથોડાં પાણી થઇ ગયું અને ખંભાલી ગામ તમામ તણાઇ ગયું. નદીનું પાણી નહિ માવાથી રસ્તો તોડીને બીજે માર્ગે પાણી નીકળ્યું. તે પાણી ત્યાંથી નીકળી ડાકોર થઇને ઉમરેઠ તરફ વળી ગયું અને પાણી ત્યાંથી નાઠું તે ઓડ ખંભોળજની સીમ વચ્ચે થઇને રાસનોલ તરફ થઇને ચિખોદરાના કાંસમાં પડયું. ત્યાંથી આણુંદ થઇને બાકરોલ, કરમસદ, પેટલાદ વગેરે ગામોમાં થઇને ઠેઠ ખંભાત પહોંચ્યું.

ગુજરાતમાં ભયંકર વરસાદથી દરેક ગામ દીઠ સેંકડે ચાલીસ પચાસ ઘર પડી ગયાં તથા કેટલાંક ગામ તો સમુળગાં તણાઇ ગયાં. વડોદરામાં ત્રીજા ભાગનાં ઘર પડયાં હશે. દેશનાં નાનાં મોટાં ઘણાં ઝાડ પડી ગયાં. અનાજ તથા કપાસીઆનું વાવેતર તમામ કોવાઇ ગયું. તમાકુનાં ધરૂ કોહવાઇ ગયાં. આખા દેશમાં લીલો દુકાળ પડયો

છે. ટપાલ બંધ હોવાથી લોકો પોતના સગાને ત્યાં પગે ચાલીને ખબર જોવા જતા હતા. ગુજરાતમાં કોઇકોઇ જગ્યાએ બબ્બે માથોડાં, કોઇ ઠેકાણે વાંસપુર પાણી વહેતું હતું. અમદાવાદમાં સાબરમતીમાં ભયંકર પુર આવવાથી બધા શહેરમાં પાણી ભરાઇ ગયું. શહેરમાં પાણી ભરાઇ જવાથી બધી મીલોમાં અને દુકાનોમાં પાણી પેસી ગયું. શહેરમાં કરોડો રૂપિઆનું લોકોને નુકશાન થયું. કેટલાક બંગલા પડી ગયા. અને ભોગ જોગે શ્રાવણ માસમાં અમદાવાદમાં અગ્નિ-પ્રલય થયો તેથી ૨૫૦ ઘર બળીને સાફ થઇ ગયાં. તેમાં લોકો પાયમાલ થઇ ગયા. વાત્રક કાંઠે પણ ઘણું નુકશાન થયું છે. કચ્છ કાઠિયાવાડ તરફ ઘણાં ગામો તણાઇ ગયાં. અમારા ગામના સંદેવાર તળાવનું પાણી હનુમાન આગળ ખડીઆટ ઉપર આવ્યું હતું. ગામના પોલીસપટેલે જળદેવીને સ્તુતિ કરીને જળને વધાવી લીધું તેથી પાણી ત્યાં ખળી રહ્યું, નહિ તો ગામમાં પેસવાનો સંભવ હતો. ગામનાં ત્રણસેં ઘરાં પડી ગયાં છે.

હું મકનદાસ પણ તેજ વખતમાં ગામ શિવરાજપુર ગએલો હતો. તે ત્યાંનો ત્યાંજ આઠ દિવસ સુધી રોકાઇ ગયો હતો. વરસાદના તોફાન પહેલાં અસાડ વદી ૧૦ ને દિવસે અમે ઘેરથી નીકળ્યા તે મહીસાગર પાર હોડીમાં બેસીને સાવલી તરફ ચાલી નીકળ્યા. અને ત્યાંથી પાંચની ગાડીમાં બેઠા. પછી રાતના દશ વાગતાં શિવરાજપુર ઉતર્યા. તે વખતે મહાભયંકર વરસાદ થવા માંડયો તેથી સુખે દુઃખે અમે ગામમાં ગયા. ત્યાં મેં મારા એક મિત્રને ત્યાં મુકામ કર્યો. પછી વરસાદને કારણે ત્યાંના ત્યાંજ રોકાઇ ગયા. અને ચાર દિવસ શિવરાજપુરમાં રહ્યા. એટલામાં વરસાદ એવો થયો કે શહેરમાં બધે માથોડું માથોડું પાણી થઇને જળજળ બંબાકાર થઇ રહ્યું. જાણે દરીઓ લાવીને ઠાલવી દીધો હોય તેમ થઇ રહ્યું. લોકો ગભરાઇ ગયા અને જાણ્યું કે આતો કંઇ ઇશ્વરી કોપ થયો. પછી અમે તો

ગભરાઇ ગયા. એટલે એક માણુસ સાથે લઇને અમારા ઘર તરફ ચાલી નીકળ્યા. ચાલતાં ચાલતાં વચ્ચે દેવ નદી આવી. તેમાં રેલ્વેના પુલ ઉપર પાણી જતું હતું તેવા પાણીમાં અમે પુલ ઉપર ચાલ્યા. ઉંચે જોઇને ચાલીએ તો સલેપાટનાં પાટીઆંની ઠોકરો પગમાં વાગે અને નીચે જોઇને ચાલીએ તો વહેતા પાણીનું પુર જોઇને આંખમાં ભમરી ચકરી આવે એટલે પડુ પડુ થઇ જતા. મહામુશીબતે પુલની બહાર નીકળ્યા. પછીથી પાણીના વહેરાની કોતરડીઓમાં કમરપુર પાણીમાં તણાતા તણાતા કેટલેક છેટે નીકળ્યા. રસ્તામાં બીજી એક નદી આવી તેમાં સો ફુટ પહોળું પાણી જતું હતું. તેમાં અમે દશ બાર માણુસ એક બીજાના હાથ ઝાલીને ઉતરવા મંડયા એટલે પાણી અમારી કેડ બરોબર આવતું. પાણીમાં અર્ધા લોકો તણાવા મંડયા. હું પણ તણાવા મંડયો. અમારા તો હોંસકોસ ઉડી ગયા અને અમે તો જાણ્યું કે હવે તો રાજારામની સ્વારીમાં ચાલતા થયા. મારી પાસે લુગડાંની પોટલી હતી તેમાં ત્રણસો રૂપિઆના નોટ હતા, તે પોટલી બગલમાં ઘાલીને એવી દબાવી કે તેને વટવા દીધી નહિ અને સાથેના માણુસનો પકડેલો હાથ છોડયો નહિ. અર્ધા માણુસો ત્રીસેક ફુટ સુધી તણાયા એટલે સામી બાજુએ પાંચસાત દયાળુ માણુસો ઢોરાં ચારતા તે અમોને તણાતા જોઇને આવી પહોંચ્યા અને અમને બધાને બહાર કાઢયા.

ઇશ્વરની દયાથી અમે જીવતા રહ્યા. પછી અમે આજવા તળાવ પાસે વ્યંકટપુરા ગામમાં આવ્યા. ત્યાં રાત રહીને બીજે દિવસે વડોદરા તરફ ચાલી નીકળ્યા. કાંસનું પાણી ફાડેલું હતું તે કાંસ તરફ ચાલ્યા. ગામ રસુલાબાદ આગળ તે કાંસની પાર ઉતરવા મંડયા એટલે કાંસના કાદવમાં જ્યાં પગ મૂકીએ કે તરત કેડ બરાબર અંદર ઉતરી જઇએ. આગળ આગળ લાકડી ખોસીએ તો તે પણ ભોંયમાં

ઉતરી જાય તેથી અમે તો ગભરાઇ ગયા, પણ સામી બાજુએ ત્રણ છોકરાં પાણીમાં માછલાં પકડતાં હતાં તેમણે અમોને હાથ ઝાલીને ઉતાર્યાં. પછી આજવા તળાવની સડકે ચઢી ગયા. આ રીતે અમે વડોદરામાં આવ્યા. શિવરાજપુરથી વડોદરા આવતાં સુધીમાં અમારે નદીઓના તથા વહેતા પાણીના પચીસ ત્રીસ વહેરા ઉતરવા પડયા.

આ રીતે વડોદરા આવ્યા અને શહેર પાર ચાલ્યા એટલે આવું ભયંકર નુકશાન અમારી નજરો નજર જોયું. બજારનું કેડ બરોબર પાણી ડોળાતા ડોળતા ચાલ્યા. આવું ભયંકર નુકશાન જોઇને અમે પણ દીલગીર થઇ ગયા. નુકશાન જોતા જોતા અમે સ્ટેશને આવ્યા. ત્યારે વિશ્વામિત્રીના પુલ આગળ કેટલાંક તણાઇ આવેલાં ઢોર તથા માણસો મરી ગએલાં પડયાં હતાં. કેટલાંક બાવળનાં ઝાડ ઉપર ભરાઇ રહેલાં હતાં. પાંચ વાગ્યાની ગાડીમાં બેસી અમે અમારા ગામ ખંભોળજમાં આવ્યા.

આવો ભયંકર વરસાદ તો બસેં વરસ ઉપર પણ થયો ન હતો. શહેરોમાં તથા ગામડાંના આગેવાન લોકોએ જળદેવીને સ્તુતિ કરી નાળીએર વધાવ્યાં તથા વહેતા પાણીમાં ચુંદડીઓ વહેતી મુકી ત્યારે જળદેવીએ ક્ષમા કરી, નહિ તો બધો દેશ બોળાઇ જવાનો સંભવ હતો. બધા દેશમાં કરોડો રૂપિઆનું નુકશાન થયું. દેશની દશા દશ વરસે પણ સારી થવાની નથી. કેટલાક શેઠીઆ લોકોએ ધરમાદા અનાજ તથા લુગડાં ગરીબોને આપ્યાં. સરકારે ખેડુતોને તગાવી તથા બિયાવું આપીને લોકોને ઘણી મદદ કરી. ઇશ્વરી કોપ થયો. ઇશ્વરનું સ્મરણ કરો અને દીલમાં દયા રાખો. પાપ અભિમાન અહંકાર છોડી દો. હજી શું થયું અને શું થશે તેની કોઇને ખબર નથી. માટે પ્રભુ ભજો અને પાપ તજો તોજ જળદેવી ક્ષમા કરશે. મોટાં શહેરોમાં વરસાદથી મુએલાં તથા તણાઇ આવેલાં ઢોર, પશુ,

પંખી, માણસ, કુતરાં બિલાડાં વગેરે કહોવાઇને દુર્ગન્ધ મારે છે. વળી બજારોમાં પાણી ભરાઇને દુકાનોમાં પેઠેલું ને તેથી અનાજ વગેરે માલ પલળીને કહોવાઇ ગએલા. આથી તેને લીધે પણ હવાની અશુદ્ધિમાં કંઇક વધારો થયો છે. તો એવી જગ્યાઓએ નકામા રખડવું નહિ એવી મારી નમ્ર વિનંતિ છે.

લિ. સેવક

મકનદાસ પટેલ

ખંભોળજ



આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે પ્રકાશકને માટે છાપ્યું. તા. ૨૭ : ૮ : '૨૭.